# OE 57 – Navavas (Ravapar) – Satpanthis betrayed again



31-Jul-2013

|| જય લક્ષ્મીનારાયણ ||



સતપંથના દલાલો તેમજ અમુક લોકો જેઓને ઈતિહાસ ખબર નથી કે જેઓ ઈતિહાસમાંથી પુરતી સીખ લીધી નથી તેવા લોકો વારે ઘડીએ કહેતા ફરતા હોય છે કે...
૧) આ ધર્મના જગડા ન ખપે.
૨) સમાજ અને ધર્મ અલગ છે. સમાજમાં ગમે તે ધર્મના લોકો આવી શકે.
૩) આપણે બધા ભેગા મળીને રહીએ છીએ તો શું વાંધો છે.
૪) સતપંથીઓને ભેગા રાખશું તો સુધારશે.
... વગેરે વગેરે.

હવે આવી વાત કરવા વાળાઓને ઘણી વખત કહેવામાં આવે છે કે ૫૦૦-૫૦૦ વર્ષ થઇ ગયા હોવા છતાં, જે લોકો સુધારવાના નથી તે લોકો હવે શું સુધારશે? હવે તો સતપંથીઓમાં ભણતર પણ આવી ગયું. એટલે હવે તેમને સમજવાની કોઈ જરૂર નથી. સમજશે ત્યારે એ લોકો આવી જશે. પણ અમુક લોકો આવું સમજવા તૈયાર નથી....

તો પછી જુવો પરિણામ શું આવી રહ્યું છે...

માંડવી હોસ્ટેલ (સતપંથના માજી પ્રમુખ માંડવી હોસ્ટેલ મુદ્દા પર કેન્દ્રીય સમાજ વિરુદ્ધ સરકારી ઓફિસરોને મળતા ઘણી વખત જોવામાં આવેલ છે.) અને કેન્દ્રિય સમાજ વિરુદ્ધ કામ કરે છે, તે તો આપ સર્વેને જાણ છે... વધારેને એક નવી ઘટના નજર સમક્ષ આવી છે....

આ ઘટના છે, નવાવાસ (રવાપર) ગામની. એ ગામના સનાતન સમાજનો પત્ર આ ઇમેલ સાથે જોડેલ છે. આ પત્ર વાંચવાથી સર્વેને જાણ થઇ જશે કે જો ક્યાંક સતપંથીઓને મોકો મળ્યો એટલે સનાતનીઓને નુકસાન કરવામાં કોઈ કસર નહિ છોડે....

આ નવાવાસ ગામમાં જયારે સનાતન સમાજ અને સતપંથ સમાજ જ્યારે અલગ થઇ ત્યારે સનાતન સમાજની ભૂલ થઇ કે તેમને સતપંથ સમાજ વાળાઓ ઉપર વિશ્વાસ રાખીને સમાજ વાડીની જે સહિયારી મિલકત હતી તે મિલકતના ભાગલા ન કર્યા. ગામનો સંપ તૂટવો ન જોઈએ એવી ભાવનાઓથી મિલકત સહિયારી રાખી. પણ આજે બળ જબરીથી સતપંથીઓએ એ મિલકત ઉપર કબજો કરી લીધો. અંદર રહેતા માણસોને સવારના ૫ વાગે બહાર કાઢીને એ સમાજ વાડી પર પોતાના તાળા લગાડી દીધા. અને ઉપરથી સનાતનીઓનો ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરનું થનાર કાર્યક્રમ વિરુધ પોલીસ ફરિયાદ કરી દીધી.

સનાતાનીઓ અને સતપંથીઓનું એક સમાજ હોવી જોઈએ એવી સુફિયાણી વાતો કરવા વાળાઓ કેમ નથી જોતા કે જ્યાં ધર્મ અલગ હતો, ત્યાં સમાજમાં જગડાઓ થાય અને સમાજ તૂટે. એક સમાજમાં બે ધર્મ ન ચાલે. એ આ ઘટનાએ સાબિત કરી દીધું.

નવાવાસ ગામનું આ કાંડએ સતપંથીઓનું તરફેણ કરનાર લોકોને પધરા કરી દીધા અને સાબિત કરી દીધું કે આપના સમાજના સ્થાપકો જેમ કે નારાયણ રામજી, રતનશી ખીમજી વગેરે જે હતા તેમના વિચારો કેટલા સાચા હતા.

સનાતન સમાજનો સતપંથીઓ સાથે કોઈ પણ સંબંદ હશે તો સતપંથીઓ દ્વારા તાકિયા વપરાશે અને દગો કરવામાં આવશે, એ પુરવાર વારે ગાડીએ થઇ રહ્યું છે.

સનાતની ચળવળ વાળાઓ ભાઈઓ અને કેન્દ્રીય સમાજને સાથ આપતા રહેજો...

રીયલ પાટીદાર.

જય લક્ષ્મીનારાયણ સાથે જણાવવાનુ કે અમારા ગાંમ નવાવાસ (રવાપર) ગામની સ્થાપના થઈ ત્યારથી શ્રી નવાવાસ પાટીદાર સમાજ નામથી ગામનો એક વહિવટ ચાલતો હતો. શરૂઆતથી જ્યોતિષ ધામ હતુ ત્યાર બાદ પચ્ચીસ વરસ પહેલા શ્રી લક્ષ્મી નારાયણ મંદિર બનાવીને ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા. કરી ત્યાર બાદ છેલ્લા ત્રણ વરસ પહેલા સાંપ્રદાયીક ચળવળની શરૂઆત થતાં ગામની જનરલ સાભા બોલાવી એ સાભામાં એવી સ્પષ્ટતા કરવામાં આવી કે અત્યાર સુધી આપણી એક જ સમાજ નવાવાસ પાટીદાર સમાજ નામે ચાલે છે. હવે આપણે લક્ષ્મીનારાયણમાં શ્રધ્ધા ધરાવતા હોય તે સનાતની અને જ્યોતિષધામને માનનારા સંતપંથ સમાજ એવી બે સમાજો બનાવીએ અને સમાજની જે વાડી છે. અને સમાજની સ્થાવર તેમજ જંગમ મિલ્કત હાલ પુરતી સહીયારી રાખીએ. આ રીતનું જનરલ સભામાં નકકી થયુ. શ્રી લક્ષ્મીનારાયણ સનાતન સમાજ અને સતપંથ સમાજ બંને વિભાજીત થઈ અને બંનેના વહીવટ જુદો કરી નાખ્યો. આજે એ બે વરસનો સમય થઈ ગયો.

અત્યારે સનાતન સમાજવાળા ભગવાન લક્ષ્મીનારાયણ મંદિર રજત જયંતિ મહોત્સવ આવતા મહિને તા. ૧૭.૧૮.૧૯/૮/૨૦૧૩ ત્રણ દિવસનો ઉત્સવ ઉજવવા જઈ રહયા છીએ. ઉત્સવની બધી તૈયારી થઈ ગઈ છે. ત્યારે સાત દિવસ પહેલા સતપંથવાળાએ જે સમાજવાડી સહીયારી છે. તે વાડી પોલીસ થાણામાં જાણ કરીને પોતાના તાળા લગાવી દિધેલ છે. અમોએ જે સમાજ વાડીનો ઉત્સવમાં ઉપયોગ કરવાના હતા તેમજ એજ વાડીમાં ગામનું અપના ઘરનું રસોડું ચાલે છે. તે રસોયાને સવારના પાંચ વાગે રસોયાને બહાર કાઢીને તાળા મારી દીધેલ છે. અમો સૌ સનાતનની ભાઈઓની સંખ્યા બહાર વસે છે. જે જાણ થતાં અમો સૌ દોડી ગયા ત્યાં તપાસ કરી પોલીસ સ્ટેશને ગયા. પોલીસ થાણામાં પી.એસ.આઈ સાથે બેસીને તાળા ખોલવા માટે સમજુતી માટે ઘણી કોશીશ કરવામાં આવી પણ તે લોકો કોઈ હિસાબ તાળા ખોલવા તૈયાર નથી. અને એક જ વાતને વળગી રહયા છે. વાડી જ્યોતીષ ધામની મિલ્કત છે. અને તેની માલીકી અમારી છે. આવો દાવો કરે છે. આ રીતના અત્યારે અમારા ગામની પરિસ્થિતી છે. તે પરિસ્થિતી ધ્યાને લઈને અમારી આ સનાતન સમાજની મુશ્કેલી ધ્યાને લઈને આપ સર્વે સંસ્થાઓને વિનંતી કરીએ છીએ કે કે અમારા ઉપર આવી પડેલ મુશ્કેલીમાં આપશ્રીઓનો વધારેમાં વધારે સહકાર મળે એવી અપેક્ષા સહ આ ટપાલ દ્વારા જાણ કરીએ છીએ.

લી.

શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ
નવાવાસ (રવાપર) કચ્છ,

પ્રમુખશ્રી — [illegible]

મહામંત્રી શ્રી — [illegible]
મો. ૯૪૨૭૩ ૯૬૬૫૮